ત્રિવેદીકૃત ગુજરાતી

# બીજી ચોપડીના અર્થ

જેની અંદર દરેક પાઠોના અર્થ, કવિતાની સમજુતી,
ડીક્ટેશનના અઘરા શબ્દો તેમજ [illegible] શિક્ષકોને
ઉપયોગી થાય તેવી બાબતનો પણ
સમાવેશ કરેલો છે.



છપાવી પ્રસિદ્ધ કરનાર:

શુક્લ ભાઈલાલ ડાહ્યાભાઈ [illegible]
હે૦ ગુજરાતી સ્કુલ [illegible]મ્રુ-નવસારી.

કિંમત ૦-૪-૦

# ત્રિવેદી વાંચનમાળા પુસ્તક બીજાના અર્થ.



પાઠ ૧.

છબી=ચિત્ર (તમારા ઘરમાં છબીઓ છે?

શ્રીમંત=ગૃહસ્થ, પૈસાદાર.

કલિયર=એક અંગ્રેજ ગૃહસ્થ, મહારાજાના શિક્ષક હતા.

હોશિયાર=ચાલાક.

શિક્ષક=ભણાવનાર; વિદ્યા આપનાર. (તમારા શિક્ષકને તમે ઓળખો છો?)

કેળવણી=અભ્યાસ; શિક્ષણ; વિદ્યા.

મુસાફરી=એક જગ્યાએથી બીજી જગ્યાએ જવું તે.

આગળ વધ્યા=ચઢતી સ્થિતિમાં આવ્યા.

રૈયત=પ્રજા; લોકો.

મફત=કંઇ પણ ફી આપ્યા વિના.

ફરજિયાત=જરૂર ભણવુંજ પડે. ન ભણે તો દંડ થાય.

હુંનરો=કળા (ચિત્ર કામ, સુથારી કામ, લુહારી કામ વિગેરે)

કલાભવન=હુન્નરનું જ્યાં જ્ઞાન અપાય છે એવી શાળા.

ઊંચી=ચઢતા પ્રકારની અંગ્રેજી કેળવણી.

કૉલેજ=પાઠશાળા; જ્યાં ઉંચું જ્ઞાન આપવામાં આવે છે તે

ઠામ=ઠેકાણું.

દવાખાનું=ઔસડ આપવાની જગ્યા.

(શિક્ષકે કારખાનું શબ્દ વિદ્યાર્થીઓ પાસે કઢાવવો.)

ખૂબ=ઘણો.

કારીગરી=કળાનું કામ. બાંધકામ, કોતરણી કામ, ચિત્ર કામ એ બધું કારીગરી કહેવાય.

ખુશાલી=આનંદ.

ઉત્સવ=ઓચ્છવ; ઘણા આનંદનો દિવસ. (શિક્ષકે ૫૦ વર્ષની ગોલ્ડન જ્યુબીલીની ની વાત પણ કરવી.)

ઉજવ્યો હતો=ઘણા આનંદથી તહેવાર તરીકે પાળ્યો હતો.

વફાદાર=રાજ્ય તરફ પ્રેમ બતાવનારું; વિશ્વાસુ.

બાવલું=પુતળું (શિક્ષકે શહેરમાં કે ગામમાં એવા પુતળા હોય તેની નોંધ કરવી.)
નમુનાદાર=નમુના લાયક; અનુકરણ કરવા યોગ્ય.
બાહોશી=હોશિયારી.
વાહવાહ=શાબાશી; ધન્યવાદ.
મગરૂર છે=અભિમાન રાખે છે, ગર્વ રાખે છે.
ઘણું જીવો=લાંબુ આયુષ્ય ભોગવો આશિર્વાદનું વાકય છે.

## પાઠ ૨.

છાંટ=ટપકાં.
પંખી=પાંખોથી ઉડનાર (એવા પક્ષી ગણાવો.)
મજબુત=કઠણ.
નકલ=અનુકરણ; એકનું જોઇને તે પ્રમાણે કરવું તે.
નકલબાજ = અનુકરણ કરનાર; બીજાનું જોઇને તે પ્રમાણે કરનાર. (શિક્ષકે નિશાનબાજ જેવા શબ્દો શીખવવા).
શિખવ્યું હોય=શીખવવામાં આવ્યું હોય તો.
ગાયન=ગીત.
છૂટક=છૂટા; જૂદા જુદા
પાળનાર=માલીક.
મન થયું=વિચાર થયો.
ખરીદવાની=વેચાતો લેવાની.
મરજી=ઇચ્છા; ભાવ.
નાઉમેદ = નિરાશ; નાખુશ
કિંમત=મૂલ; ભાવ.
ચોંકયો=ચમકયો.
વાજબી=બરોબર.
પોપટીઆ=પોપટના જેવું; સમજણ વગરનું.

## પાઠ ૩.

દાખલો=ઉદાહરણ; તે પ્રમાણે કરવું તે.
ગુણ=થેલી.
(ગુણ=સદ્‌ગુણ. એ શબ્દ જૂદો છે.)
સખ્ત=વિશેષ; સહન ન થાય એવો.
અઘરો=કઠણ; ભારે.
ડંફુસ=કઠણ; ભારે.
હાંફી ગયા=ચાલતાં થાક લાગ્યો; શ્વાસ ચઢયો.
પાર=સામી બાજુએ.
અથડાયો=ઠોકર વાગી; અફળાયો. અડફટમાં આવ્યો.
ખળખળ = પાણીના વહેવાનો અવાજ.
પીઠ=બરડો.
રાજી થઇને=ખુશી થઇને.
ભાર=વજન.

મઝા=આનંદ
વહાતો નથી=સહન થતો નતી.
ધારી=વિચાર કરી.
અકળાતું=ગભરાતું.
ખરેખર=નક્કી.
પસ્તાવાનું=દીલગીર થવાનું.

(બોધઃ—આ ઉપરથી શો બોધ મળે છે? પોતાની સ્થિતિનો વિચાર કર્યા વિના બીજાનું જોઇ તે પ્રમાણે કરવું નહીં. જે માણસ વગર વિચારે કામ કરે તેને ગધેડાની માફક પસ્તાવું પડે છે.)

પાઠ ૪.

પ્રાણી=જે શ્વાસ લે તે (માણસ પણ પ્રાણીછે.)
દેખાવડું=સુંદર; સારા દેખાવવાળું
કેળવવાથી=કેળવણી આપવાથી; શીખવવાથી.
જીન=ઘોડા ઉપરની બેઠકનો સામાન.
સવાર થવું=બેસવું
પલોટી=કેળવી (નવાં જનાવરોને ચાલતાં શીખવવાં પડે છે. ત્યારેજ તે વાહનોમાં જોડી શકાય છે.)
લગામ=ઘોડાને કબજે રાખવાનું ચોકડું. જૂદા જૂદા પ્રાણીઓને કબજે રાખવાનાં સાધનો શિક્ષકે કહી બતાવવાં).
ગરદન=ડોક.
અંધારી=બાજુ ઉપર નજર ન જાય એવા દાબડા; એવું ઢાંકણુ.
નક્કર=પોલી નહીં તે.
તાબેદાર=હુકમને માનનારો.
પાણીદાર=તેજી; ઘણો ચાલાક.
ગોળો=પડછાયો.
થાબડી=પંપાળી;તેના ઉપર હાથ ફેરવી.
હળી જાય છે=મળી જાય છે; ઘણું હેત રાખે છે.
જોદ્ધો=લડવૈયો.
મુડદું=મરી ગયેલાનું શરીર.
વફાદાર=ધણીની સેવા કરનાર.

પાઠ ૫.

ટીપાં=ફોરાં.
સાગર=સમુદ્ર, દરીઓ.
શુભપેર=સારી રીતે.
પુર=પુર જોસમાં; ઘણી ઝડપથી.
તુટી પડયાં=નીચે પડયાં.
લીલ=એક જાતનું ઘાસ બંધ પાણીવાળી જગ્યાએ ઉગી નીકળે છે
ભટકયાં=રખડયાં; આથડયાં.
છેવટ=આખરે.

**સમજુતીઃ**—પાણીનાં નાનાં ફોરાં (બિંદુઓ) દરિયામાં રહેતાં હતાં. તેમને એક વખત મુસાફરી કરવાનું મન થયું. (૧)

તેમણે વાદળની ગાડી બનાવી અને પવન હાંકતો હતો. તે જંગલો અને ગામો ઉપર થઈને આકાશમાં ફરતા ઘણે દૂર ગયાં. (૨)

એ ટીપાંઓ ઘણાં હતાં. આકાશની ઠંડી લાગવાથી વરાળ રૂપી ગાડી ભાંગી ગઇ અને તે બીચારાં ગભરાઇને વરસાદનાં છાંટા રૂપે નીચે પડયાં. (૩).

પછી, તે પાણીનાં ટીપાં ઘાસમાં અને લીલમાં બહુ રખડયાં. અને છેવટે નદીમાં એકઠાં થયાં. તે નદી બધાં ટીપાંને બીજીવાર દરિયા રૂપી ઘરમાં લઇ ગઇ (૪).

| | | |
|---|---|---|
| પાઠ ૬. | વાંકા વળી જશો=ખુંધા થઇ જશો. | વહાણાનો=પરોઢીઆનો સવારનો મળસ્કાનો. |
| ભલાની=સારાની. | ચહેન=સુખ | ટોક્યો નહોતો=તને કહ્યું ન હતું; ચેતવણી નહીં આપી હતી. |
| ટેવ=ખાસીઅત: સ્વભાવ. | આરામ=શાંતિ. | |
| ટટાર=સીધા; સ્થિર. | એદી=આળસુ. | |

**બોધ:**—હંમેશા સારી ટેવો પાડવી. વિદ્યાર્થીઓએ નાનપણથીજ સારી ટેવો રાખવી. નઠારી ટેવો પાછળથી છોડવી કઠણ થઇ પડે છે. એક કવિએ કહ્યું છે કે "પડી ટેવ તે તો ટળે કેમ ટાળી."

| | | |
|---|---|---|
| પાઠ ૭. | મૂળ=જુનું. | કાલાવાલા કર્યા. |
| પ્રાંત=ઘણા તાલુકા મળીને થએલો ભાગ. | પુરાણ=જુની કથાનું પુસ્તક | ઓળખાશે=જાણીતું થશે; પ્રખ્યાત થશે. |
| મહાલો=તાલુકા; ઘણા ગામો મળીને એક મહાલ થાય છે. | કિનારે=કાંઠે. | જુંડ=એક જાતનું જનાવર. |
| | આરામ=શાંતિ. | ગટરો=ગંદુ પાણી |
| | વિનવ્યા=વિનતિ કરી; | |

જવાની મોળીઓ.
ગંધાતી=ખરાબ વાસ મારતી
સુખાકારી=સુખ આપનારૂં.
બાગબગીચા=ફુલ-ફલની વાડીઓ.
વાળ્યું છે=તેમાં લીધું છે; દાખલ કીધું છે.
વણકર=લુગડાં વણનાર
રંગશાળા=સુતર રંગવાની મીલો.

પાઠ ૮.

નગર=શહેર.
કોટ કિલ્લા=શહેરના રક્ષણ માટે ચારે તરફ બાંધેલો કોટ.
સિદ્ધરાજ જયસિંહ=ગુજરાતનો એક રજપુત રાજા.
પુરાવ્યો=હટાવ્યો.
પસ્તાવો=દીલગીરી.
ખંડેર = જૂનાં પડી ગયેલાં મકાનો.
સહજ-કુદરતી રીતે; સાધારણ રીતે.
રમણીય=શોભા આપનારો.
ઓવારો=ઘાટ.
જાત્રા=પવિત્ર સ્થળ.
દેખાવડો=સુશોભિત.
સ્થાન=જગ્યા.
કથા=વાર્તા.
રાક્ષસો=દૈત્યો; દાનવો.
ત્રાસ આપતા=દુઃખ દેતા. હેરાન કરતા.

પાઠ ૯.

ભોથડ=મૂર્ખ; સમજણ વગરનો.
મશ્કરો=મશ્કરી કરે એવો; હાસી કરનારો.
દોસ્ત=મિત્ર.
છૂટું=જોઇ શકાય એવી રીતે.
વીસી=ખાવા પીવાને જ્યાં સગવડ મળે તે જગ્યા.
સોંપી=કબજામાં આપી
જુકિત=યુકિત; કરામત
ટીખલી=મશ્કરો.
દઇ દીધી=બંધ કરી.
માન્યુ નહી=કબુલ કર્યું નહીં.
હકીકત=વાત. બનેલો વૃત્તાંત.
ખાતરી=સાબીતી.
ખિસિઆણો=શરમાઇ ગયો
ભોથડપણું=મૂર્ખાઇ.
ફળ=પરિણામ.

**બોધ**:—આ પાઠ ઉપર આપણે બોધ લેવો જોઇએ કે મુસાફરીમાં ઘણી સાવચેતી રાખવી. આપણા સામાનની પુરતી સંભાળ રાખવી. નહીં તો ખીમાની પેઠે મૂર્ખ બનવાનો પ્રસંગ આવે છે.

પાઠ ૧૦.

મોટે ભાગે=ઘણું કરીને
સ્વચ્છ=ચોકખું.
રળિયામણું=સુંદર.
ચિત્રેલો=કાઢેલો; ચિત્ર દોરેલું.
દોસ્તી=ભાઇબંધી
દુકાળ=વરસાદ નહીં પડે તે વરસ દુકાળનું કહેવાય છે.
ફીકર=ચિંતા.
વશે=હાલત; સ્થિતિ.
ચહેન=શાંતિ.
વળવાનું=ફળ આવવાનુ
ધીરજ=હિંમત.

છૂટવાનો=બચવાનો; મુક્ત થવાનો.
બચ્યું=મારો જીવ બચે.
મૂગો=બોલ્યા વગર; ચૂપ; શાંત.
અચંબો=નવાઇ
શોરબકોર=ગરબડાટ; અવાજ.

**બોધ:**—સારા મિત્રની શિખામણ હંમેશા ધ્યાનમાં રાખી તે પ્રમાણે વર્તવું.

પાઠ ૧૧.
માતા=મા.
કૌશલ્યા=રામચંદ્રની માતા.
કાલા=કાલું કાલું બોલનાર.
કોમળ=નાજુક.
દેહડી=શરીર.
લાડકવાયા=વ્હાલા; ઘણો લાડકો.
તંન=છોકરો; પુત્ર.
છુપો=સંતાડીને; કોઇ નહીં જાણે એમ.
વનકુળ=વનમાં પહેરવાનાં ઝાડની છાલનાં વસ્ત્રો.
સુખદાતા=સુખ આપનાર.
દિનમાં=દિવસમાં.
આજ્ઞા=હુકમ.

**સમજુતી:**—તે વખતે રામચંદ્રની માતા કૌશલ્યા બોલ્યાં કે હે વ્હાલા, કાલું કાલું બોલનાર પુત્ર ! તને હું વનમાં જવા દઇશ નહીં. (૧)

તારૂં શરીર ઘણું કોમળ છે. હે કાલુ કાલુ બોલનાર કુંવર ! તું મારો લાડમાં ઉછરેલો છોકરો છે. (૨)

હે વ્હાલા ! તને મારી વાડીમાં સંતાડી રાખું. હે કાલુ બોલનારા કુંવર ! કોઇ બીજું જાણે નહીં એમ રાખું. (૩)

હે વ્હાલા ! તારા વગર તો મારાથી રહેવાશે નહીં. ને હે કાલુ બોલનાર કુંવર ! મને મૂકીને શી રીતે જશો ? (૪)

હે વ્હાલા ! તમે ઉત્તમ લુગડાંનું સુખ છોડી દઇને વનનાં ઝાડની છાલનાં લુગડાં શી રીતે પહેરશો ? (૫)

એવા માતાના શબ્દો સાંભળીને રામજી બોલ્યા કે હે માતાજી સુખનાં આપનારાં તમે સાંભળો મનને વિષે ધીરજ રાખો. (૬)

હે માતાજી ! હું થોડા દિવસમાં પાછો આવીશ માટે હે સુખ આપનારાં માતાજી ! મને રજા આપો એટલે હું વનમાં જાઉં. (૭)

### પાઠ ૧૨.

સફેદ=ધોળાં.
ટોળેટોળાં=ઘણાં જથાબંધ.
બીકણ=બીકવાળા.
સંભાળ લઇ શકતા નથી=બચાવ કરી શકતાં નથી.
સુંવાળા=લીસાં.
રૂંવાંટાં=ટુંકા વાળ.
ચકચકતી=ઝગઝગતી.
કુદકો=ઠેકડો.
પંજા=નહોર.
મળતા=જેવા; સરખા.
રહેઠાણ=રહેવાની જગ્યા
તીણા=પાતળી ધારવાળા.
ચપટા=બેઠેલા.
કોળ મોટા=ઉંદરની એક જાત.
લીલોતરી=કુમળા છોડ; ઘાસ વિગેરે.
ચપળ=ચંચળ; ચાલાક.
કૂદકો મારે=છલંગ મારે

### પાઠ ૧૩

( શિક્ષકે માહારાણી વિકટોરિઆનું હાલના રાજા જ્યોર્જ પાંચમા સાથનુ સગપણ સમજાવી આ પાઠની શરૂઆત કરવી.)

કારભાર=રાજ્યવહિવટ કારોબાર.
વેપારી મંડળ=વેપાર કરનારી મંડળી.
બળવો=હુલ્લડ.
અમલ સત્તા.
દરબાર=કચેરી; સભા.
જાહેર=ઉઘાડો.
ઇન્સાફ=ન્યાય.
આબાદી=ચઢતી; સારી સ્થિતિ.
અમલદાર=અધિકારી.
સજા=શિક્ષા.
યાદ કરો=સંભારો.
જોદ્ધા=લડવૈયા.
ચાલ=વર્તણુંક.
ઉપકાર=પાડ
ધ્રુજતે હાથે=થરથરતે.
માફી આપી=ગુન્હો જવા દીધો
રાહ=વાટ.
બગી=ઘોડા જોડવાની ગાડી
ગુસ્સો=ક્રોધ.
ભેટ=ઇનામ.
શરમિંદી=ઝંખવાણી.
આતુર=ઇંતેજાર.

### પાઠ ૧૪.

અણસમજુ=સમજણ વગરનું.
સમજુ=ડાહ્યું; અક્કલવાળું.
ઢોળાવ=ઢાળ પડતી જમીન.
જોસમાં=ઘણા વેગથી.
જાનવર=પ્રાણી.
સામસામાં. મળ્યાં=એકની સામે બીજાનું આવવું તે.
હઠે ભરાયાં=હઠીલાં થયાં.

ટક્કર=બોલાબોલી; ઝપાઝપી.
અજમાવ્યું=બતાવ્યું.
ભેરવાઇ રહ્યાં=ગુંચવાઇ રહ્યાં.
ધક્કો=હડસેલો.
જોખમ=નુકસાન.
ઉપાય=ઇલાજ.
રસ્તો માપવો=રસ્તો કાઢવો; નીકળવું.
શાણાં=ડાહ્યાં.
મદદગાર=મદદ આપનાર; સહાય આપનાર,

(બોધ:—અઘરૂં કામ પણ સંપીને કરવાથી સહેલું બને છે કોઇની સાથે હઠ કરવી નહીં, અને સમજીને કામ કરવું એથી સારૂં ફળ આવે છે.)

પાઠ ૧૫.

બળીઓ=જોરાવર.
બીજા કશામાં=બીજી બાબતમાં.
સતાવતો=દુઃખ દેતો; હેરાન કરતો.
કદ્દો=વેરી; વેર મટે નહીં એવો.
દુશ્મન=શત્રુ.
ગમતું=ફાવતું.
ભક્ત=ભક્તિ કરનારો.
બારાખડી=કક્કાનાં પદ.
ધુણાવતો=હલાવતો.
શીશ=માથું.
ડોલાવે=હલાવે.
જોડીદારો=સાથીઓ, સાથે ભણનારાં.
આખરે=છેવટે.
ધમકાવ્યો=ધમકી આપી બીક દેખાડી.
ડગ્યો નહી=પોતાનો નિશ્ચય ફેરવ્યો નહીં.
લગારે=જરી પણ.
લેખવ્યાં નહીં=ગણ્યાં, પત કર્યા નહીં.
ખૂબ=ઘણો.
લાલચોળ=ઘણોજ ગુસ્સે થઇ
ભગવાન=ઇશ્વર.
સંભાર્યા=યાદ કર્યા.
બિહામણું=ભયંકર; બ્હીક લાગે એવું.

પાઠ ૧૬.

શિખામણ=સલાહ; સારો ઉપદેશ.
તાતતણું=બાપનું.
રંગીલા કુંવર=આનંદી પુત્ર.
પાય=પગે; પ્રણામ કરજે.
કીજીએ=કરીએ.
રીસ=ક્રોધ.
દિન રાત=રાત દહાડો.
રળીઆત=આનંદમાં
બળતામાં=સળગતામાં
સાંકડીવાટ = સાંકડો રસ્તો.
મોટવડાઇ=મોટાઇ.
લોપીએ = ભિણુપદ લગાડીએ.
પંડને=પોતાને.
પાવન=પવિત્ર
નિર્મળ=સ્વચ્છ.
મેલાં વસ્ત્ર=ગંદા કપડાં.
નિર=પાણી
શુદ્ધ=ચોકખું
પ્રભાતે=પરોઢીઆમાં; સવારમાં.
નવ=નહીં.
પોઢીએ=સુઇએ.

| | | |
|---|---|---|
| હસ્તે=હાથે. | તરણું = તણખલાં, ઘાસ. | વિદ્યા=ભણતર. |
| તોડીએ=ભાગીએ. | | હદેમાં=મનમાં; હૃદયમાં |

**સમજુતી:**—હે મારા આનંદી કુંવર ! તારા પિતાનું સન્માન રાખજે, અને તારી માતાને પગે લાગજે.

હે મારા આનંદી કુંવર ! રમતમાં કદી પણ ક્રોધ કરવો નહીં અને રાત દિવસ આનંદમાં રહેવું.

હે મારા આનંદી કુંવર ! સળગતા દેવતામાં હાથ ઘાલીએ નહીં અને સાંકડા રસ્તામાં થઇને ચાલીએ નહીં.

હે મારા આનંદી કુંવર ! આપણી મોટાઇને હિણપદ લગાડીએ નહીં અને ઘરમાં ધર્મ પાળીએ.

હે મારા આનંદી કુંવર ! આપણી જાતને પવિત્ર રાખીએ અને ચોકખા પાણીથી નાહીએ.

હે મારા આનંદી કુંવર ! મેલાં લુગડાં પહેરીએ નહીં અને શરીર ચોકખું રાખીએ.

હે મારા આનંદી કુંવર ! પરોઢીએ સુઇ જઇએ નહીં અને હાથ વડે તણખલાં ભાંગીએ નહીં; કેમકે સાપ વગેરે માંહે ભરાઇ રહ્યું હોય તે કરડે.

હે મારા આનંદી કુંવર ! એવી જે વિદ્યા મેં તને શીખવાડી તે તારા હૈયામાં રાખ.

| | | |
|---|---|---|
| પાઠ ૧૭. | કેળવ્યાથી=શીખવ્યાથી | ધણીનું ભલું કરનાર |
| પોળો=મહોલ્લા. | ઉપયોગી=કામનાં. | જોખમ=નુકશાન. |
| દેખાવડાં=શોભિતાં. | હડે હડે કરે છે=મારી કાઢે છે; હાંકી મૂકે છે. | ખાડા ખૈયા=ખાડા ને ટેકરા. |
| પંપાળવા=ઉપર હાથ ફેરવવો. | વફાદાર=વિશ્વાસુ; | અટકતું=ઊભું રહેતું. |

ચતુર=સમજુ.
ચોરી=રક્ષણ.
ચેતતો = સમજતો જાણી જતો.
સારવીને=સંભાળીને.
અજાણ્યો=ઓળખાણ વગરનો.
સંકોચાઇ શકે=સાંકડું થઇ શકે, નાનું થઇ શકે.
અક્કડ=નમે નહીં એવા; ઉભા રહે તેવા
લબડતા=લટકતા.
ગંધ=વાસ
પારખવામાં=ઓળખવામાં
મોંવાટે=મોંઢાને રસ્તે

લાળ=મોમાંથી નીકળતું પાણી જેમ નાના છોકરાંઓનાં મોમાંથી નીકળે છે તેમ

પાઠ ૧૮.

ન્યાય=ઇન્સાફ. ફેંસલો
ઉદાર=મોટા દીલનો
જાત્રા=પવિત્ર જગ્યા
રૂદ્રમાળા=એ નામનું મહાદેવનું દહેરૂં
શાણી=ડાહી
કેળવવાનો=કેળવણી આપવાનો
મનમાનતી = ખુશી પ્રમાણે; મનને ગમે તેટલી

કબૂલ કર્યું નહીં=હા પાડી નહીં
સલાહ=શીખામણ
રાજમાતા=રાજ્યમાં રહેનારાઓની માતા; રાણી રાજ્ય કરતી હોય તો તે રાજ માતા કહેવાય છે.
મિલ્કત=પોતાની માલિકીની વસ્તુ
ખુલ્લો=ઉઘાડો
ગેરઇન્સાફ=અન્યાય
શાબાશ છે=ધન્ય છે
કહેવત=ઉખાણો, લોકોમાં કહેવાની રીત
ચાલતી થઇ છે=શરૂ થઇ છે

[બોધ:—રાજાઓએ પ્રજાની મરજી વિરૂદ્ધ કાંઇ કામ કરવું નહીં જોઇએ. કોઇ પણ રીતે રૈયતનું ભલું થાય અને ગરીબ અને તવંગરને સરખો ન્યાય આપે એવા રાજાઓ પ્રજાની પ્રીતિ સંપાદન કરે છે અને તેમના નામ દુનિયામાં અમર થાય છે.

પાઠ ૧૯.

ફુલવાડી=ફુલોનો બાગ
ખાધે પીધે = ખાવા પીવામાં
બચરવાળ=ઘણાં છોકરાંવાળાં મોટા કુટુંબવાળા
બાપુજી=પિતાજી
સુગંધ=સારી વાસ
છુંદી=ભાંગી
કચુકા = ચિંચોડા; આમલીનાં બીજ
બાફ=વરાળ; લીમડાનાં પાંદડાને પાણીમાં નાંખી ખુબ ઉકાળવાથી જે વરાળ નીકળે છે તે
પીડાતા=દુ:ખી થતા.

ગુણ=ફાયદો; લાભ
મથાળે=ઉપર
મંડપ=માંડવો;બગીચો
ખુશબોદાર=સારી વાસ વાસવાળા; સુગંધીદાર
બારમાસી=જેને હંમેશાં ફૂલ થાય એવા છોડ

પાઠ ૨૦.

આતસ ફેરી=દેવતાની
હદેમાં=હદયમાં; મનમાં
પા ઘડી=ઘડીનો ચોથો ભાગ; થોડો વખત
ખાસો=સારો
તમાસો=ખેલ
દારૂ=ફોડવાનો દારૂ
શાખા=ડાળી
માત્ર=ફક્ત
હવાઇ=ઉંચે આકાશમાં ચઢે એવું દારૂખાનું
નભેથી=આકાશમાંથી
પુજી=પુજન કરી
દેવાલયો=દહેરાં; મંદિરો
હર્ષ=આનંદ
બાજી=ખેલ
જન=માણસ
જગનો=દુનિયાનો
કોઠી=દિવાળીમાં ફોડવામાં આવે છે તે કોઠીના આકારનું
કાંચન=સોનાનું
પત્ર=પાંદડાં
ખરે છે=તુટી પડે; ગરી પડે છે
નિરખો=જુઓ
વહી=હિસાબના ચોપડા
ખુબ ખુશીથી=ઘણા આનંદથી
અન્નકુટ=અન્નના ઢગલા (શિક્ષકો મંદિરોમાં થતા અન્નકુટના દર્શન વિષે કહેવું)

અર્થ:–દિવાળીના દિવસોમાં દારૂખાનાનો સારો ખેલ બને છે, તે જોઇ માણસો મનમાં રાજી થાય છે. તે જોતાં થોડીજ વાર સારો ખેલ જણાય તેવીજ રીતે આ દુનિયાનો તમાસો છે. દારૂથી ભરેલી કોઠી જ્યારે સળગે છે ત્યારે જેમ સોનાનું ઝાડ ઉગ્યું હોય એમ જણાય છે અને પાંદડાં તથા ફૂલો ખરી પડતાં જણાય છે, તે જોવાથી ફક્ત ખુશી થવાય છે.

સળગાવેલી હવાઇ આકાશમાં ઉંચી ચઢે છે ત્યારે જેમ તારા ખરી પડતા હોય એમ નવાઇ જેવું જોવામાં આવે છે, જાણે કે ત્યાં સારૂં બાણ ચઢાવ્યું હોય, તે જઇને આકાશમાંથી તારા પાડી લાવ્યું હોય એમ જણાય છે.

દિવાળીના દિવસમાં ચોપડાઓનું પૂજન કરીને પાન અને સાકર વહેંચે છે અને ઘણાજ આનંદથી નવું–નવા વરસનું નામું લખે છે

(પાછલી બાકી ખેંચે છે) વળી દેવના મંદિરોમાં અન્નકોટ થાય છે, તેથી માણસોમાં ઘણોજ આનંદ જણાય છે.

પાઠ ૨૧.
દાનત=નજર
ફોસલાવીને=સમજાવીને; પટાવીને
પચાવી પાડીશ=લઇ જઇશ
બુરી=ખરાબ; નઠારી
છેતરી=ઠગી
ચતુરાઇ=હોશિયારી
વાણી=બોલી
છેતરાયા=ઠગાયો
ફોલી ખાશે=સમજાવીને પૈસા લઇ જશે
ચોખ્ખું=કપટ વગરનું
લુચ્ચાઇ=કપટ
સમજી શક્યો નહીં=જાણી શક્યો નહીં; તેને સમજણ પડી નહીં.

પાઠ ૨૨.
કુટવા=અફાળવા
ધસડી જઇ=લઇ જઇ
છાનો માનો=કોઇ ન જાણે એમ; ગુપ્ત રીતે
વનદેવી=વનની દેવી.
સાહેદી=સાથી; બનેલું જે જોનાર હોય તે
ઇન્સાફ=ન્યાય
બખોલ=પોલાણ
ભાઇ બેસવું=સંતાઇ રહેવું
ન્યાયાધીશ = ન્યાય આપનાર, ઇન્સાફ કરનાર
દોષિત=ગુન્હાવાળો
ઓરાઢે છે=મૂકે છે; આળ ચઢાવે છે.
રજા=પરવાનગી.
જાહેર થયું=ઉઘાડું થયું.
ઘટતી=લાયક
ખાડો ખોદે તે પડે=ખોટું કામ કરનારનેજ તેનું ફળ મળે.

(શિક્ષકે આના જેવી બીજી વાર્તા પણ કહેવી)

બોધ:—કોઇ ખોટું કામ કરી લાભ મેળવવાની ઇચ્છા કરે પણ સત્યનોજ જય થાય છે. એટલે ખરી વાત ઉઘાડી થઇ નિર્દોષ માણસ બચી જાય છે. જે માણસ કોઇનું ખરાબ કરવા જાય તો તેનુંજ ખરાબ થાય છે.

પાઠ ૨૩.
દશેરા=આસો સુદ ૧૦ પૂજનનો દિવસ.
અનંત ચૌદસ=ભાદરવા સુદ ૧૪
શમી=સમડીનું ઝાડ.
દબદબો=ભપકો.
ઠામઠામથી=જુદીજુદી જગ્યાએથી.
રાજમહેલ=રાજાને રહેવાનું મોટું મકાન.
મોખરે=સૌથી આગળ

ઘોડેસ્વારો=ઘોડા ઉપર બેઠેલા સિપાઇઓ
નગારખાના=ટંકારખાનાં
શરણાઈ=પીપુડીઓ.
જરીનો વાવટો=સોનેરી કસબવાળું નિશાન
અંબાડી=હોદ્દો હાથી ઉપરની બેઠકને અંબાડી કહેવામાં આવે છે.
પાયદળ=પગે ચાલનારૂં લસ્કર
દિલ્હીનો વાવટો=અંગ્રેજી રાજ્યનું નિશાન.
અંગરક્ષક = શરીરનું રક્ષણ કરનારા.
બિરાજે છે=બેસે છે.
રેસીડંટ=દેશી રાજ્યમાં રહેનારો અંગ્રેજ સરકારનો એલચી.
ખ્યાલ=વિચાર.
પધરાવવામાં=નાંખવામાં
દક્ષણી=દક્ષિણના રહેવાસીઓ.
મંડળીઓ=ટોળીઓ; માણસોનાં ટોળાં.

પાઠ ૨૪.

ધણી=પરમેશ્વર
મિથ્યા=નકામું; ફોગટ.
મલકાય=રાજી થાય.
નર=માણસ
નીપજે=થાય; બને.
વહાણ ચઢીને=વહાણમાં બેસીને.
ધાય=દોડે.
કર્તા=બનાવનાર; પરમેશ્વર
કરૂણા=મહેરબાની
ધારણા=વિચાર.
ધરી રહે સૌ ધારણા=ધારેલા વિચાર એમજ રહે. મનની ઇચ્છાઓ મનમાંજ રહી જાય.
ભાણે ભરિયાં=પીરસેલાં ભાણામાં મૂકેલાં.
ભોજન=રસોઇ.
અંતરમાં=મનમાં.
અલ્પબળ=થોડા બળવાળો.
આદમી=માણસ.
શિદ=શા માટે.
ફુલાય=વખાણે સારૂં બોલે મગરૂર બને.

**સમજુતી:**—માણસ એમ ધારે છે કે આ મેં કર્યું એમ નકામો રાજી થાય છે, પણ માણસથી શું બને છે? પરમેશ્વરનું ધાર્યુંજ થાય છે. (૧)

વહાણમાં બેસીને વેપારી લોકો પૈસા કમાવા જાય છે તે પૈસો આવે છે અને કેટલીક વખત નહીં પણ આવે માટે પરમેશ્વરનું ધાર્યું થાય છે. (૨)

જગતના બનાવનાર પરમેશ્વરની મહેરબાની વગર કાંઈ પણ થઇ શકતું નથી; સૌ વિચાર કર્યા કરે છે ને પરમેશ્વરનું ધાર્યુંજ થાય છે. (૩)

તૈયાર રસોઇ ભાણામાં પીરસી હોય તો પણ જમવાને પામતા નથી અને સઘળી ઉમેદવારી મનમાંજ રહી જાય છે ને પરમેશ્વરનુંજ ધાર્યું થાય છે. (૪)

અરે! થોડા બળ વાળા માણસ! તું નકામો શા માટે ફુલાયા કરે છે? દલપતરામ કવિ કહે છે કે દુનિયામાં પરમેશ્વરનું ધાર્યુંજ થાય છે. (૫)

પાઠ ૨૫.

નમનતાઇ=નમ્રતા
પારખે=ઓળખે
ફૂંટાતો=બદલાતો
દમામ=રોફ
સાધારણ=મધ્યમવર્ગનો
સફાઇથી=ચોકખી રીતે
પાયરી=હોદ્દો; દરજ્જો
અચંબો=નવાઇ; અજાયબી
ફીકકું=તેજ વગરનું ઉતરી ગયેલું
ખુદ=હું પોતે
અટકાવતી=રોકતી
શહેનશાહ=બાદશાહ
લશ્કરી પોશાક=લશ્કરના માણસોનો પહેરવેશ
સત્તા=અમલ
અક્કડ=અભિમાનથી ભરેલો
હિંમત ધરે=હામ ચલાવે; છાતી ચલાવે
તસ્દી=તકલીફ; મહેનત
મગરૂરી=અભિમાન
સેનાપતિ=લશ્કરનો ઉપરી અમલદાર
મુજતે સાહે=બ્હીતા બ્હીતાં બોલવું તે
ઉછાંછળો=મગરૂબીવાળો

બોધઃ—હલકા, મધ્યમ વર્ગના કે મોટા માણસ સાથે વાતચીત કરવામાં સામાને માઠું લાગે નહીં એવી રીતે નમ્રતાથી બોલવું. વાતચીતમાં વિવેક બતાવવો.

પાઠ ૨૬.

ચાકરી=સેવા; બરદાશ
આંધળા=આંખે સુજે નહીં એવાં
કાવડ=ત્રાજવાં (ઘણાવાળો જેમ ખભા ઉપર ત્રાજવા ભેરવે છે. એક વાંસને બે છેડે સીકાં બાંધી તેમાં કંડીઆ કે ટોપલી મુકી બનાવવામાં આવે તે)
શાબાશ=ધન્ય છે
કમનસીબે=તેના નસીબમાં કંઇ થવાનું

હશે તેથી
વાટ=રાહ
છાતી ફાટ=છાતી ચીરાઇ જાય એમ, ઘણા જોરથી
મુડદું=મુએલું શરીર; શબ
હતું ન હતું થયું=નાશ પામ્યું
ઉશ્કેરાયાં હતાં=મનને ઘણુંજ લાગી આવ્યું હતું.
વિજોગ=વિરહ; તેના વિના
પૂર્યો=ફળ્યો.
ઘડપણમાં=વૃદ્ધાવસ્થામાં
ખાંધપર=ખભા ઉપર
બદુક બદુક=ઘડામાં પાણી ભરાતાં તેમાંથી
થતો અવાજ
સાદ=અવાજ
આંધળાનું રત્ન=આંધળાનો આધાર
અફસોસ=ઘણીજ દીલગીરી
ઝુરી ઝુરીને=કકલતાં; ઘણુંજ દુઃખ પામીને
શાપ દીધો=બુરૂં થવાનું કહ્યું. ઘણા દુઃખમાં મનુષ્યના હૃદયમાંથી જે સામા માણુસનું બુરૂં થવાનો ઉદ્ગાર નીકળી જાય તેને શાપ કહે છે.

પાઠ ૨૭.

મલકાય=ખુશી થાય; રાજી થાય.
લ્હેરાય=હર્ષની લ્હેર
આવે છે.
તુજમન=તારા મનમાં.
નિરખી=જોઇ.
કાલું=મધુરૂં.
હાસ=હાસ્ય.
પવનસંગ=પવનની સાથે.
રંગે=આનંદથી.
ચોગમ=ચારે તરફ.
કોમળ=નાજુક.
સુકુમાર=ઘણી નાજુક.
મૃદુ=ધીમે, થોડું.
હસતાં વાર=હસતાંની સાથે; ખીલતાંની સાથે.
મધુર=મીઠું.
ફુલછાબ=ફુલ ભરવાની છાબડી.
દમું=દુઃખ આપું; પીડા કરૂં.
તોડી=ચૂંટી.

**સમજુતી:**—હે ગુલાબના ફુલ ! તું ધીમે ધીમે શું હસે છે ? તારા મનમાં હર્ષની લ્હેર આવે છે. તું આકાશને જોઇને કંઇ મધુરૂં હસે છે. (૧)

તું પવનની સાથે આનંદથી રમે છે, અને તારી મીઠી સુવાસ ચારે તરફ ફરે છે (ઉડે છે). તારી નાજુક પાંખડી ધીમે ધીમે ખીલતાની સાથેજ રંગ ધારણ કરે છે. (૨)

હે મીઠા ગુલાબ ! તું હસ્યા કર; ભલે મારી ફુલ છાબડી ખાલી

રહે ! હું તને તોડીને દુઃખ નહીં આપું. અને તને છેટેથી જોઈને સુખમાં રહું છું (૩).

**પાઠ ૨૮.**

ગાવા બજાવવામાં=ગાનતાન કરવામાં.
મશ્કરી=મજાક; હાંસી.
છુટ મુકવી=રજા આપવી.
પોળ=મહોલ્લો.
ચોગાન=ખુલ્લી જગા
વધાવે છે=હોળીમાં પધરાવે છે.
પ્રદક્ષિણા=ચારે તરફ ફરવું તે
નીચે મુજબ=નીચે પ્રમાણે.
રાક્ષસી=રાક્ષસની સ્ત્રી.
રીઝવ્યા=ખુશ કર્યા.
તપ કરી=એક ચિત્તથી ધ્યાન ધરી.
પત કરતી=ગણતી.
કંટાળ્યા=દુઃખી થયા; કાયર થયા.
તદબીર=યુક્તિ.
આકાર બનાવી=તેના જેવું પૂતળું બનાવી
ચીડવવી=ખીજવવી.
જાતેજ=પોતાની મેળે.

**પાઠ ૨૯.**

ફરજ=ધર્મ.
દરકાર=સંભાળ.
ચીવટ=કાળજી; ફીકર.
ભૂલાય=વીસરાય.
ભેટ=બક્ષીસ.
તરેહવાર=જૂદીજ જાતનો
સ્વભાવ=ટેવ.
ગેરહાજરી=હાજર ન હોય ત્યારે.
ખટપટ=પંચાત; તજવીજ.
વજીર=પ્રધાન.
ઉપરાઉપરી=તુરત ને તુરત.
સખત=આકરા; કઠણ.
જબરૂં=ઘણું; વધારે

**પાઠ ૩૦.**

આસેપાસે=આસપાસ; આજુબાજુ.
ફરી=આમતેમ મોં ફેરવીને.
પૂછ=પૂછડું.
ગુચ્છ=ગુચ્છો; ભારો.
ચપચપ=ઝટપટ.
ઝડપે=ઉતાવળથી.
ગાલો ભરી=મોંની બેઉ તરફની બાજુ ભરી.
ઠરી=શાંત થઈને.
વળગાડી=અડાડી.
બાળ=બચ્ચું.
ફાળ=ઠેકડા; કુદકા.
ખિજવવાની=ચીડવવાની.
કચકચ કરતી=દાંતીઆં કરતી.
પીસે દાંત=દાંત કચરડે.
ચાળા=ખેલ.
મદારી=વાંદરાને કેળવીને ખેલ કરાવનાર.
પેટજ ભરે=નિર્વાહ ચલાવે.
નકલ કરે=જેવું દેખે તેવું કરે.
વાંદર ઠરે=વાંદરા જેવો ગણાય.

**અર્થઃ**—પેલી વાંદરી ઉભી છે. તે ચોતરફ ફરીને આજુબાજુ જુએ છે. એનું પુછડું કેવું લાંબુ છે, તેને પાછળ છેડે વાળેલો જથો છે. (૧)

તેના મોં આગળ કોઇએ ચણા નાખ્યાં હોય, તો તે ઝટઝટ લઇને ખાય છે અને ઉતાવળે બંને ગલોફાં ભરીને પછી નીરાંતે બેસીને ખાય છે. (૨)

તે પોતાનું બચ્ચું પેટે વળગાડીને આ ઝાડથી બીજા ઝાડે ઠેકડા મારે છે. તેને કોઇ ચીડવવાની વાત કરે ત્યારે દાંતીઆં કરીને દાંતે કચરડે છે. (૩)

વાંદરાને જેવું શીખવો તેવા ખેલ કરે છે, અને કેળવીને તેની પાસે ખેલ કરાવીને મદારી લોકો પોતાનો નિર્વાહ ચલાવે છે જે માણસ સમજ્યા વગર બીજાનું જોઇને તે પ્રમાણે કરે છે, તેને જરૂર વાંદરા જેવો જાણવો.

પાઠ ૩૧.

ઇદ=મુસલમાન લોકનો એક તહેવાર.
ખુદા=પરમેશ્વર.
અર્પણ કરવા=આપી દેવા.
યાદગીરી=સ્મરણ; સંભારણું.
કુરાન=મુસલમાની ધર્મ પુસ્તક.
હકીકત=વાત.
ધારે છે=નક્કી કરે છે.
રહેમ=દયા.
દીરજવાન=હિંમતવાળો.
ખરેખર=નક્કી
સમજુ ને સાચુ, કર્યું છે=સમજીને સાચુ માનીને તેનો અમલ કર્યો છે.
કસોટી=પરીક્ષા.
અર્પી=આપી.
ગુંજાશ=શક્તિ.
બદલો આપીએ છીએ=કરેલાં કામની બુજ કરીએ છીએ.
પોશાક=પહેરવેશ.
સખાવત=ઉદારતા;
ગરીબોને જોઇતી વસ્તુ આપવી તે.
મોજશોખ=વૈભવ.
અપવાસ=ભૂખ્યાં રહેવું તે
બંદગી=ખુદાની પ્રાર્થના, સ્તુતિ
મુબારકબાદી=એક બીજાનું ભલું ઇચ્છવું તે
મિજલસ=ઘણા માણસો ભેગા મળી આનંદ કરે તે.
પસાર કરે છે=પૂરો કરે છે

પાઠ ૩૨.

ખોરાક=ખાવાની વસ્તુ.
પોષણ થાય છે=નિર્વાહ ચાલે છે.
ખેડુત=જમીન ખેડનાર
શેણે=શા વડે, શાથી
ચાસ=હળવડે પાડેલા લીટા

ઓરણી=વાવણી
છોતરાં=છોડાં
કણસલાં=ઘઉંના કણ-
 સલાને ઉબી કહે છે
પાઠ ૩૩.
ક્યારા=ક્યારડા
ડાંગેર=ભાત
ધરૂ=તરૂ; ડાંગરના
 નાનાં રોપા
ઘુંટણ પુર=ઢીંચણ સુધી
 આવે તેટલું
કાપણી=વાઢણી, તૈયાર
 થયેલો પાક કાઢવો તે
પાઠ ૩૪.
પાણી પહેલાં=પાણી
 આવતાં પહેલાં
સાલે=થાય
સાલ=દુઃખ
દહાય=અગ્નિ
વિરામ=શાંતિ
રજનો અંત=રાતનો
 છેડો; પ્રભાત પરો-
 ઢીઉ
અત્યંત=બહુ
શાલ=ઓઢવા માટે
 ઉન્નનું કીમતી લુગડું
આથડે=ફરે; ભટકે
પુરો=જોરથી
તાબ=સગવડ
રગરગમાં આખા
 શરીરમાં
રૂંધાણો=ફરી વળ્યો
ઓસડ સંજોગ=ઓસડ
 કરવાથી
નીકાલ=રસ્તો

**ભજુતી:**—દિવસે એવું કામ કરવું કે રાત શાંતિમાં જાય અને મનમાં કાંઇ પણ દુઃખ થાય નહીં. માટે પાણી આવતાં પહેલાં પાળ કરીએ. (૧)

જ્યારે ઘરમાં અગ્નિ લાગે ત્યારે કુવો ખોદવા જતાં ન ખોદાય માટે હંમેશા પહેલી તપાસ કરીએ ને પાણી આવતાં પહેલાં પાળ કરીએ. (૨)

શિયાળાના વખતમાં પરોઢીઆમાં પુષ્કળ ટાઢ પડે છે, તે વખતે ઓઢવા માટે કાંઇ શાલ વણાતી નથી. માટે પ્રથમથીજ તૈયાર રાખવી. (૩)

ઉનાળામાં વનમાં ફરતાં પુષ્કળ તડકો પડે, તે વખતે છત્રીની સગવડ થઇ શકે નહીં માટે પ્રથમથીજ તૈયાર કરી રાખવી. (૪)

રોગ શરીરના દરેક ભાગમાં ફરી વળ્યા પછી ઓસડ કરે તો તેથી શું ફળ થાય? દરેક વાતનો પહેલેથીજ રસ્તો કરી રાખવો, ને પ્રથમથીજ તૈયારી કરી રાખવી (૫)

### પાઠ ૩૫.

ચાકર નફર=નોકર, ચાકર
ખીજમત ઉઠાવવા=સેવા કરવા
ખડા રહેતા હોય=ઉભા ને ઉભા રહેતા હોય; તમારો હુકમ માનવાને તૈયાર
ઐબ=મોજશોખ
બાંધેત = શરીરની પ્રકૃતિ
ણે દરજ્જે=ત્રણે ભાગે
રહીએ=ઉમેરતા રહીએ
સરત=શરીરને કસવા માટે જે કાંઇ કરવું તે
આરામ=વિશ્રાંતિ
કતો નથી=અડચણ કરતો નથી
નિયમ, ઠરાવેલો વખત
સમસર=વખતસર
ઠરાવેલા વખત પ્રમાણે
ભરાય છે=તૃપ્ત
લજ્જત=મઝા
જમ કરવા=પચાવવા
સાફ આવે છે=ઝાડો ચોકખો ઉતરે છે

### પાઠ ૩૬.

પારસી=ઇરાન દેશના રહેનાર લોકો (શિક્ષકે પારસીનું ચિત્ર બને તો બતાવવું)
પતેતી=પારસી લોકોનો એક તહેવાર
કબીસો કરવાનું=એક અધિક માસ પાળવાનું
જરથુસ્ત=પારસી લોકોનો ધર્મ
રીવાજ=રસ્તો
પંથ=ધર્મના ભેદ
બંદગી=સ્તુતિ
આતસ બહેરામ=પારસી લોકોના મુખ્ય દેવનું દેવળ જેમાં દેવના (અગ્નિ)હોય છે. એ આગ ઘણો પવિત્ર હોય છે
મુબારક બાદી=સુખ શાંતિ
અહુરમઝદ=પારસી લોકોના પેગંબર પારસી લોકો એમને ઇશ્વર માને છે
ખુશાલીમાં=આનંદમાં
કામે=જાતો

### પાઠ ૩૭.

શત્રુ=દુશ્મન
શરણે=તાબે
મદદ=સહાય
નિરાંતે=સુખથી
જુકિત=યોજના

### પાઠ ૩૮.

નાશ થયો=મારી નાંખ્યાં
વારો=વખત
ફોસલાવી=પટાવીને; સમજાવીને
સંદેશો=હકીકત
બહાને=કારણે
છોડવાનો=મુકવાનો

### પાઠ ૩૯.

કાલુ=મીઠું
ડોલે=માથું હલાવે
ખુંદે ખોળે=ખોળામાં રમે
હૈયાં=મન
ચઢે હિંડોળે=આનંદમાં મગન થાય
મોએ મેળ ન લાધે=મોં હસતું બંધ ન રહે
ઘેલાતુર=ગાંડા જેવા
ચુમી=ચુંબન કરીને;
વ્હાલે=વ્હાલથી
ઘુમે=ફુંદડી ફરે
સ્હોડે=પાસામાં

| | |
|---|---|
| મ્હાલે=રમે | બાળલીલા=બાળપણની રમત |

**સમજુતી**:–માની પાસે છોકરાં મીઠું મીઠું બોલે છે, ને બોલે છે તેથી મા માથુ ડોલાવે છે; નાનાં છોકરાં તેના ખોળામાં રં છે. તેથી તેનું હૈયું આનંદની લહેરમાં ચઢે છે.

નાનાં છોકરાં ફરતાં ફરતાં કુદાકુદ કરે છે, તેથી તેનું મોં હસતું બંધ થતું નથી. વળી નાનાં છોકરાં ગેલ કરીને હેરીઓ ડોકીઅ કરીને હસાવે છે. અને માને ગાંડા જેવી કરી મુકે છે.

છોકરૂ "ઓ મા ! ઓ મા" કહીને બોલાવે છે અને મા તે ચુંબન કરીને હેતથી નવરાવે છે. માનાં છોકરાં તેના પાસામાં સુચે છે, અને મા, બાળક એજ પ્રભુ છે એમ જુએ છે.

માનાં છોકરાં ફરતાં ફરતાં રમે છે, અને માને પોતાનાં જેવાં બનાવે છે. જેણે બાલકની રમત અને માતાની મમતા જોયાં છે તેન જન્મને ધન્ય છે. એટલે તેનો જન્મ સફળ થયો છે.

પાઠ ૪૦.

બાળપણ=નાનપણ.
ઓચ્છવ=આનંદ.
ઘેરેઘેર=દરેક ઘેર.
ટોળેટોળાં=સમુહ.
જન્મ્યા=અવતર્યા.
ઘાતકી=નિર્દય.
વસુદેવ=શ્રી કૃષ્ણના પિતા
કેદ કર્યા=જેલમાં નાંખ્યાં
મધરાત=અર્ધીરાત.
ઓળંગી=પાર ઉતારી.
ચોકીદારો=રખેવાળો
છીનવી=ખુંચવી; જોર જુલમથી લઇને.
અફાળવા=પછાડવા.
ઉમળકાથી=હરખથી.
અચબો=નવાઇ.
મમતા=વ્હાલ.
મસ્તી=તોફાન.
રાવ ખાતા=ફરિયાદ કરતાં.
મચાવ્યું=કર્યું, માંડ
ઉખળ=સાંબેલું.
ઘસડી=ખેંચી.
અફાળ્યું=પછાડયું.
પુતના=કંસની એક દાસી.
ગોપીને વેશે=ગોવાળ ણીનો વેશ ધરીને
ડોળા ચઢી ગયા=આં ફરી ગઇ.

પાઠ ૪૧.

વાંસળી=પાવો (વાંસનુ મોઢે વગાડવાનું વાજીંત્ર કૃષ્ણનું પ્રિય વાજીંત્ર હતું)
ચહેન=સુખ
દાણુ=નાકુ; ટોલ ચોકી
લેવાને બહાને=લેવાના નામથી
કળ પડતી નહીં=ચહેન પડતું નહીં
ઉંડાણમાં=ઉંડા પાણીમાં
ભુસકો માર્યો=પડતું નાંખ્યું
નાગણુ=નાગની સ્ત્રીઓ
છક થઇ=અજાયબ થઇ
સ્વામી=ધણી; કાળી નાગ
લેખવી=ગણી; પત કરી
મુસળધાર=મોટા ફોરાથી વરસાદનું પડવું
ટચલી=ટેલ્લી

પાઠ ૪૨.

જુનું=પહેલાંના વખતનું બંધાવેલું
પાષડીના જેવું=પાષડી જેમ લંબાઇમાં વધારે અને પહોળાઇમાં થોડી હોય છે તેવી રીતે
રમણીય=શોભા આપનારો
પટ=પહોળાઇ
જાણીતું=પ્રખ્યાત
નકશી=ચિત્રકામ
હાઇસ્કુલ=ઉંચા ધોરણો વાળી અંગ્રેજી નિશાળ
હાસ્પિતાલ=દવાખાનું
સુધરાઇ ખાતું=સ્વચ્છતા રાખનારૂં ખાતું; મ્યુનિસિપાલિટિ
બંદીખાનું=કેદખાનું; કેદીઓને રહેવાની જગા
ફુરજો=ડક્કો; જ્યાં વહાણમાંથી માલ ચઢે ઉતરે અને તે માલ ઉપર દાણ લેવાનું ઠેકાણું
પેદાશ=નિપજ
પવિત્ર=પાપનો નાશ થાય એવી
અધિકમાસ=વધારાનો મહિનો (દર ત્રણ વરસે આવો અધિક માસ આવે છે)
પ્રસંગ=વખત; જોગ
તીર્થ=જાત્રાનું સ્થળ

પાઠ ૪૩.

મુખ્ય સ્થળો=મોટાં ગામો
પડતી આવી=પડી ભાંગ્યું તુટી ગયું ખરાબ સ્થિતિ આવી
તળેટીમાં=પર્વતના નીચાણ ભાગમાં
ખીણુ=બે ડુંગરો વચ્ચે સાંકડી આવેલી ઉંડી જગા
આશ્રમ=મુકામ
દેવનાઇ ગાય=ઇચ્છેલું આપે એવી ગાય
લપસ્યો=ખસી ગયો
ખંડેર=પડી ગયેલાં મકાન
હાથમાં=કબજામાં
ઘેરો ઘાલ્યો=ચારે તરફથી વીંટી લીધો
ચઢાવ=ચઢાવવાનો ઢોળ
ટોચ પર=ડુંગરના ઉપરના ભાગ ઉપર
સરહદ=સીમાડો; હદ
ચકી=પંટી
ખડક=ઉંચો ટેકરો
કુંડ=ચારે તરફ ચણતર કામ કરીને વચમાં

| | | |
|---|---|---|
| પાણી રહે એવી જગા | લડવૈયા=લડાઇ કરનાર જોદ્ધાઓ | છવાઇ=પથરાઇ |
| મનાય છે=માનવામાં આવે છે | સાચ લડાઇ=વાજબી લડત | ધજા=વાવટો |
| પાઠ ૪૪. | સુણો=સાંભળો. | ફડફડે=ફડે; ફરકે |
| સાચ=સાચું | બ્યુગલ=રણશીંગડાં | લહેરો=મોજાં |
| તરવારે=તરવાર પણ | હાક=હોંકારો | જામે=ભેગું થાય |
| સવાઇ=ચઢીઆતી | | તમેએ=તગે પણ |

**સમજુતી**:—હે ભાઇ ! અમે સાચાના સિપાઇ છીએ અમારી તલવાર એટલે હથિયાર પણ સાચ છે અને સાચની ચઢીઆતી સમશેર બાંધી છે અમે સાચાના સિપાઇ છીએ.

સાચ એજ અમારા લડનારા છે તે વ્યાજબી લડાઇ લડશે. અમારી વાજબીપણાનાં રણશીંગડાં વાગે છે તે તમે સાંભળો, જેથી ખરી હકુમત ફેલાઇ રહી છે. અમે સાચાનાજ સિપાઇ છીએ.

જુઓ અમારો વાવટો ફરકે છે, અને વાજબીપણાનાં મોજાં ફેલાય છે, અને બધે ઠેકાણે વાજબીપણાનું લશ્કર ભેગું થાય છે. માટે હે ભાઇ ! તમે પણ આવો. અમે સાચાનાજ સીપાઇ છીએ.

| | | |
|---|---|---|
| પાઠ ૪૫. | ગીત=ગાયન | મેહેર=મહેરબાની |
| હાલ=આ વખતે. | નીતિ=સારી ચાલ | ખુદા=પરમેશ્વર |
| રીતિ=રિવાજ | નરસી=નઠારી | મળશું=ભેગા થઇશું |
| વ્હાલ=હેત, પ્રીત | ચાલ=વર્તણુક | |

**અર્થ**:-હે સાહેબો ! આ વખતે સૌને સલામ કરૂં છું. નિશાળનો રિવાજ સારો છે, તેથી પ્રીત લાવીને ભણીએ છીએ. હે સાહેબો આ વખતે સૌને સલામ કરૂં છું.

ગાયનમાં અને ગમ્મતમાં સારી ચાલ શીખતાં નઠારી ચાલ હોય, તે પણ સુધરે છે. હે સાહેબો આ વખતે સૌને સલામ કરૂં છું.

પરમેશ્વરની મહેરબાની હશે તો વળી આવતી સાલ ભેગા થઇશું. હે સાહેબો આ વખતે સૈને સલામ કરૂં છું.

પાઠ ૪૬.

એનાં=બેન
આંગણે=બારણે; ચોકમાં
ઘેર ગંભીર=અતિશય ગુફાથી બીહામણો લાગે એવો
ઘટા=ગુફા; ઝાડનો છાંયડો
ઢળી=નમી પડી
રસાળ=રસ ઉપજાવે એવી
છટા=સુંદરતા
હેતાળ=હેત ઉપજાવે એવી
વનયોગમાં=જંગલમાં વગડામાં
જટા=વડવાઇઓ
વિશાળ=ઘણી પહોળી જગામાં

અર્થઃ-હે બેનો! મારે બારણે એક આંબો છે, તેની ગુફા અતિશય ગુંથાયલી નમી પડેલી છે. હે બેનો. આવો, એની છાયા રસ ઉપજાવે એવી છે.

હે બેનો! વાડામાં એક આસોપાલવનું ઝાડ છે. તેની સુંદરતા અતિશય ગુંથાયેલી નમી પડેલી છે. હે બેનો! આવો એની છાયા હેત ઉપજાવે છે.

એક વડનું ઝાડ વગડાને વિષે ઉભેલું છે. વડવાઇઓ એક બીજાને ગુંથાએલી નમી રહેલી છે. હે બેનો આવો! એની છાયા ઘણીજ પહોળી જગામાં છે.



# ડિકટેશન માટે અઘરા શબ્દો.

હોશિયાર
પુસ્તક
કિંમત
બિચારાં
પસ્તાવાનું
નક્કર
મુડદા
ટટાર
ટોકયો
સંખેડા
વિનવ્યા
જયસિંહ
હિંદુ
ચાંદોદ
નિકળ્યું
મશ્કરી
દિવસ
શિખામણ
ઢેકો
દિલગીર
ટક્કર
પ્રલ્હાદ

રાક્ષસો
સાંભળ્યાં
સંકોચાઈ
મિલ્કત
પાંતરાં
ખુશબોદાર
ચોકખું
ફરજિયાત
નકલબાજ
ચોંકયો
ગધેડાં
પ્રાણી
બાદશાહ
વફાદાર
ઊંઘીએ
પેન્સિલ
પશ્ચિમ
બંધાવ્યું
કાલિકા
પવિત્ર
ચંડિકા
પૂછયું

સ્વચ્છ
ફિકર
ટોળેટોળાં
વિકટોરિઆ
શરમિંદી
શીંગડાં
વિષ્ણુ
લેખવ્યાં
પંપાળવાં
શિકાર
ગેરઈનસાફ
ધૂણી
મિત્રો
લુચ્ચાઈ
શ્રીમંત
શિખવ્યું
ચોપડીઆ
અકળાતું
કેળવવાથી
તૈયાર
અધી
વહાણુ

વિભાગ
વટપદ્ર
કોટકિલ્લા
પસ્તાવો
કિનારે
સોંપી
ખિસિઆણો
રળિયામણું
મૂંગો
સુંવાળાં
હિંદુસ્તાન
ઘડીઆળ
માંહ્યોમાંહ્ય
બિલકુલ
સંભાર્યો
બાડાબેયા
રુદ્રમાળ
ફૂલવાડી
મચ્છર
સગાંવહાલાં
પહોંચ્યા
લક્ષ્મીવિલાસ
મેઆઉં
ભાર
ટુકા

મજબૂત
જોદ્ધાની
સૂઈ
ઉઠાડયા
શિનોર
વિશ્વામિત્રી
સિદ્ધરાજ
સરસ્વતી
અનસૂયા
જુક્તિ
ભોથડપણું
ચિત્રેલો
શોરબકોર
પૂંછડી
સિપાઈઓ
સામસામાં
સૂઝયો
હકીકત
બિહામણું
તપસ્યાં
માલિક
મણિધર
જાસુસનું
ધર્મસેન
ફરિયાદ

ન્યાયાધીશ
અંગરક્ષક
ગણપતિ
પાથરી
શ્રવણ
અફસોસ
પૂણ્યો
વસિષ્ટ
સ્વભાવ
ધામધૂમ
યાદગીરી
કઠોળ
ડાંગેર
ખિજમત
રિવાજ
શત્રુ
મંદિરો
શ્રીકૃષ્ણ
રમણીય
બંદીખાનું
ભાર્ગવ બ્રાહ્મણ
ભાડભૂત
ચક્કી
સળગાવ્યું
નગારખાનાં

| | | |
|---|---|---|
| મૂર્તિ | ઉત્સવ | એલેકઝાન્ડર |
| ફિક્કું | ઉછાંછળા | જિંદગી |
| શિકાર | આંધળાનું | રત્ન |
| ઉશ્કેરાયાં | વિજોગ | ઝૂરીઝૂરીને |
| શ્રાપ | નાળીએર | પ્રદક્ષિણા |
| ચિઠતવી | હોલિકા | સિકંદર |
| તહેવાર | ઉપરાઉપરિ | છસેં |
| ઈબ્રાહીમ | ઈસ્માઇલ | અર્પણ |
| મુહંમદ | પેગંબર | મુબારકબાદી |
| શિયાળા | કણસલું | શિખવ્યું |
| દાંતરડા | ઘુંટણપૂર | છુટ્ટું |
| નિયમસર | શહનશાહી | જરથુસ્ત |
| છૂટકારો | અહુરમઝદ | પ્રાર્થના |
| દુશ્મન | નિરાંતે | ઓચ્છવ |
| સોળેરોળાં | જન્મ્યો | પૂતના |
| ઉંડાણ | ઇંદ્ર | મહલો |
| હાઇસ્કૂલ | ઇસ્પિતાલ | સુધરાઇખાતું |
| દશાશ્વમેધ | પવિત્ર | મસ્જિદ |
| બ્રહ્મક્ષત્રી | સૂતરનાં | શુક્લતીર્થ |
| સૂરજ | કાતરણીવાળાં | ભીમકુંડ |
| પશ્ચિમ | જૈન | દૂધીઉં |
| અનંત ચૌદસ | પૂજે છે | |
| બિરાજે | રેસિડંટ | |



# જાહેર ખબર.

હમારે ત્યાં દરેક જાતનાં પુસ્તકો તથા સ્કુલને ઉપયોગ સ્ટેશનરી સામાન ઘણાજ કીફાયત ભાવથી મળે છે.

**નીચેની ચોપડીઓ હમારે ત્યાં જથાબંધ મળે છે**

| | | | |
|---|---|---|---|
| ત્રિવેદી બીજીના અર્થ | ૦-૪-૦ | હિન્દી શિક્ષાવલી ૧ અર્થ | ૦-૫ |
| ,, ત્રીજીના અર્થ | ૦-૬-૦ | ,, ૨ ના અર્થ | ૦-૫ |
| ,, ચોથીના અર્થ | ૦-૧૦-૦ | હિન્દી પ્રબંધ ૧ અર્થ | ૦-૩ |
| ,, પાંચમી-અર્થ | ૦-૧૨-૦ | ,, ૨ ના અર્થ | ૦-૬ |
| ,, છઠ્ઠીના અર્થ | ૦-૧૫-૦ | ,, ૩ ના અર્થ | ૦-૩ |

એ સિવાય, ઇ. ગુ. ડીક્ષનરી વિગેરે તમામ પુસ્તકો ઉ વેપારીને તથા માસ્તરોને શારૂ કમીશન આપવામાં આવશે.



શાહ ભાઈલાલ ડાહ્યાભાઈ બુકસેલર.

ઠેકાણું:-ગુજરાતી સ્કુલ સામે-નવસારી.

સુરત, ગરાનપુરી ભાગળ, બાજીવાળી પોળ, અનાવિલ લોજની બાજુ આવેલા શ્રી "અનાવિલ બંધુ" પ્રીન્ટીંગ પ્રેસમાં, ગોવિન્દજી ડાહ્યાભાઈ નાયકે છાપ્યું.